# કવિતામાં છંદોલય અને લઘુ-ગુરુ સામાન્ય સમજ

(ઉદય શાહ)

## ગદ્ય અને પદ્ય વચ્ચે તફાવત

ગદ્ય અને પદ્યમાં મૂળભૂત તફાવત લયબદ્ધતાનો હોવાથી લય વગર કવિતા શક્ય નથી. લય પણ કવિતાનું એક અનિવાર્ય અંગ છે અને છંદ એ લયનું ઉત્તમ માપદંડ છે. લય વગરના અછાંદસ અને છંદોબદ્ધ જોડકણાં બંનેને કવિતાની શ્રેણીમાં મૂકી શકાય નહીં તથા લય વગરના પ્રાસાનુપ્રાસ યુક્ત લાંબા-ટૂંકા વાક્યોના સમુહને પણ કવિતાની શ્રેણીમાં મૂકી શકાય નહીં. લય વગરના અછાંદસ રચવા કરતાં છંદોબદ્ધ જોડકણાં રચવા વધુ સારું એવો મારો અંગત મત છે કારણ કે છંદોબદ્ધ જોડકણાંની રચના જ ભવિષ્યમાં છંદોબદ્ધ કાવ્યોની રચના તરફ દોરી જશે. કાવ્ય-રચના સંદર્ભમાં એક મુક્તક પ્રસ્તુત છે.

કવિતાની છે ભાવ, પહેલી શરત;
ને લયબદ્ધતા એની, બીજી શરત;
અસરદાર અભિવ્યક્તિ, ત્રીજી શરત;
હૃદયમાં ઉતરશે એ, લાગી શરત.
(છંદ : લગાંગા લગાંગા લગાંગા લગાં)

સૃષ્ટિના નિર્માણ પછી સૌપ્રથમ સૂરની ઉત્પત્તિ થઈ હશે અને સૂરમાં લય ભળવાથી તાલની ઉત્પત્તિ થઈ હશે. આપણે જોઈ શકીએ છે કે ઘણાં પશુ-પક્ષીઓ જુદા-જુદા પ્રકારના અવાજો કાઢતાં હોય છે અને એ સાથે નૃત્ય પણ કરતાં હોય છે. આ ક્રિયાઓમાં સૂર અને તાલનો જ સમન્વય હોય છે. પરંતુ પશુ-પક્ષીઓમાં ભાષાનો વિકાસ થયો નથી. સમગ્ર સૃષ્ટિનાં સર્જનમાં ફક્ત માનવ જાતિમાં જ ભાષાનો વિકાસ થયો છે. કાળક્રમે ભાષામાંથી ગદ્યનું નિર્માણ થયું હશે અને તેમાં લય ભળવાથી પદ્યનું નિર્માણ થયું હશે. આમ લયને જ પદ્યના નિર્માણનું મૂળભૂત કારણ ગણી શકાય તથા લયને જ ગદ્ય અને પદ્યના તફાવતનું પણ મૂળભૂત કારણ ગણી શકાય. આમ પદ્યના નિર્માણનું મૂળ કારણ જ લય હોવાથી લય વગરની રચનાને પદ્ય એટલે કે કવિતાની શ્રેણીમાં મૂકી શકાય નહીં. કોઈપણ રચનાને કવિતા ગણવા માટે ભાવાભિવ્યક્તિ ઉપરાંત એની લયબદ્ધતા પણ ધ્યાનમાં લેવી જ પડે.

## લય વગરના અછાંદસ વિશે કડવું સત્ય

હાલમાં અછાંદસ કહીને એને એક અલગ કાવ્ય-પ્રકાર તરીકે ખપાવવામાં આવી રહ્યો છે જે તદ્દન ખોટું થઈ રહ્યું છે. મોટાભાગની અછાંદસ રચનાઓમાં લયનો અભાવ હોવાથી એને પદ્ય પણ ગણી શકાય નહીં અને બધી જ અછાંદસ રચનાઓ ફકરા સ્વરૂપે ન હોવાથી એને ગદ્ય પણ ગણી શકાય નહીં. લય વગરના અછાંદસને ગદ્ય ગણવું કે પદ્ય એ સંદર્ભમાં એક મુક્તક પ્રસ્તુત છે.

નથી લય જરૂરી કોઈ ગદ્યમાં,
પરંતુ જરૂરી છે લય પદ્યમાં,
વિના લય અછાંદસ કવિતા નથી,
એ લય વિણ નથી ગદ્ય કે પદ્યમાં.
(છંદ : લગાંગા લગાંગા લગાંગા લગાં)

હવે લઘુ-ગુરુ વિશેની સામાન્ય સમજ અહીં પ્રસ્તુત છે કે જેથી હવે પછીની ચર્ચા સમજવામાં સરળતા રહે.

## લઘુ-ગુરુ સામાન્ય સમજ

લ = લઘુ = ૧ માત્રામાં ઉચ્ચારણ
ગા = ગુરુ = ૨ માત્રામાં ઉચ્ચારણ

લઘુ સ્વર = અ, ઇ, ઉ, ઋ
ગુરુ સ્વર = આ, ઈ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં, અ:

લઘુ સ્વર અને લઘુ સ્વરયુક્ત વ્યંજન લઘુ ગણાય છે તથા ગુરુ સ્વર અને ગુરુ સ્વરયુક્ત વ્યંજન ગુરુ ગણાય છે. આમ છતાં જે લઘુનો દીર્ઘ ઉચ્ચાર કર્ણકટુ ન લાગતો હોય એ લઘુને ગુરુ ગણવાની તથા જે ગુરુનો હ્રસ્વ ઉચ્ચાર કર્ણકટુ ન લાગતો હોય એ ગુરુને લઘુ ગણવાની છૂટ લઈ શકાય છે. માત્રામેળ છંદોમાં એક ગુરુના સ્થાન પર બે લઘુ પણ લઈ શકાય છે પરંતુ બે લઘુના સ્થાન પર એક ગુરુ લઈ શકાતો નથી. એક ગુરુના સ્થાન પર બે લઘુનો પ્રયોગ નીચે મુજબ બે રીતે કરી શકાય.

'લલ' સ્વરૂપે = બંને લઘુનું સ્વર સહિત ઉચ્ચારણ  (કવિ, તિથિ, તરૂ, પુરૂ, વિભુ, ધુનિ.)
'લલ્' સ્વરૂપે = પહેલા લઘુનું સ્વર સહિત અને બીજા લઘુનું હલન્ત ઉચ્ચારણ  (મન, દિલ, ખુશ.)
(અનુભવ = અનુ+ભવ = લલ+લલ્)

ગઝલના છંદોમાં 'લલ્' સ્વરૂપના બે લઘુનો પ્રયોગ કોઈપણ ગુરુના સ્થાન પર કરી શકાય છે જ્યારે 'લલ' સ્વરૂપના બે લઘુનો પ્રયોગ છંદના મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુના સ્થાન પર તથા છંદના છેલ્લા ગુરુના સ્થાન પર કરી શકાય નહીં જ્યારે આપણા ભારતીય માત્રામેળ છંદોમાં મોટેભાગે છંદના છેલ્લા ગુરુ સિવાયના કોઈપણ ગુરુના સ્થાન પર 'લલ્' અને 'લલ' બંને સ્વરૂપના બે લઘુ પ્રયોજી શકાય છે.

'કલરવ', 'રિમઝિમ' અને 'કુમકુમ' આ ત્રણેય શબ્દો ગઝલના છંદોમાં 'ગાગા' સ્વરૂપે જ પ્રયોજી શકાય છે જ્યારે આપણા ભારતીય માત્રામેળ છંદોમાં 'ગાગા' ઉપરાંત 'ગાલલ', 'લલગા', 'લગાલ' અને 'લલલલ' સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. 'અનુભવ' શબ્દ ગઝલના છંદોમાં 'લલગા' સ્વરૂપે જ પ્રયોજી શકાય તથા 'નુ'નો દીર્ઘ ઉચ્ચાર કર્ણકટુ ન લાગતો હોવાથી છૂટ લઈને 'લગાગા' સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે જ્યારે આપણા ભારતીય માત્રામેળ છંદોમાં 'લલગા' ઉપરાંત 'ગાગા' 'ગાલલ', 'લગાલ' અને 'લલલલ' સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે તથા છૂટ લઈને 'લગાગા' સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે.

જોડાક્ષરોમાં જોડાક્ષરનો થડકાર જે અક્ષર પર લાગતો હોય એ અક્ષર લઘુ હોય તો પણ થડકારને કારણે ગુરુ જ ગણાશે.
(નિત્ય=નિત્+ય=ગાલ,  ભક્તિ=ભક્+તિ=ગાલ,  વ્યગ્ર=વ્યગ્+ર=ગાલ,  કર્તવ્ય=કર્+તવ્+ય=ગાગાલ, વ્યથા=લગા, રહ્યાં=લગા, કર્યા=લગા, પ્રીત=ગાલ.)

'સૌ' સિવાયના લગભગ બધાં જ એકાક્ષરી ગુરુ શબ્દોને અને બધાં જ પ્રત્યયોને ગુરુ ઉપરાંત લઘુ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે.

તને, મને, અને જેવાં 'લગા' સ્વરૂપના શબ્દો છૂટ લઈને 'લલ' સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે.

એનાં, એની, એનું, તેનાં, તેની, તેનું, તારાં, તારી, તારું, મારાં, મારી, મારું વગેરે જેવાં 'ગાગા' સ્વરૂપના શબ્દો છૂટ લઈને 'લગા', 'ગાલ' અને 'લલ' સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે.

## અછાંદસમાં લય

અહીં હું મારી વાત સમજાવવા ગુજરાતી સાહિત્ય પરિષદના માસિક 'પરબ'માંથી ચાર અછાંદસ પ્રસ્તુત કરીશ અને એ પૈકી ત્રણ અછાંદસને હું છંદોબદ્ધ કરીને પણ દર્શાવીશ. હવે અહીં લય વગરનો એક ફકરો પ્રસ્તુત કરું છું.

"કૂંજામાં કાંકરા નાખી નાખી થાકી ગયેલ કાગડાએ જોયું કે ખુદ કાંકરા જ તરસ્યા હતા. તે બધું જ પાણી પી ગયા."

હવે ઉપરોક્ત ફકરાને જરા ફેરફાર સાથે ફરીથી પ્રસ્તુત કરું છું કે જેમાં ફેરફાર કર્યા પછી પણ લય જળવાતો નથી.

"કૂંજામાં કાંકરા નાખી નાખી થાકી ગયેલ કાગડાએ જોયું કે ખુદ કાંકરા જ હતા તરસ્યા. તે બધું જ પાણી..."

હવે ઉપરોક્ત ફેરફારવાળા ફકરાના સાત ભાગ પાડીને એને ઊભા સ્વરૂપે લખું છું. આ ઊભું સ્વરૂપ 'પરબ'ના ઓગષ્ટ-૨૦૧૮ના અંકમાં પ્રસ્તુત થયું છે.

'એક સત્ય' - ફિલિપ ક્લાર્ક

કૂંજામાં
કાંકરા નાખી નાખી
થાકી ગયેલ
કાગડાએ જોયું કે,
ખુદ કાંકરા જ
હતા તરસ્યા
તે બધું જ પાણી...

અર્થસભર વાત સુંદર રીતે કહેવામાં આવી છે પરંતુ શું આ રીતે ઊભા સ્વરૂપે લખવા માત્રથી જ લય વગરનું ઉપરોક્ત ગદ્ય સ્વરૂપ પદ્ય થઈ ગયું? જો થોડો વિચાર કરવામાં આવે તો લય વગરનું ઉપરોક્ત ગદ્ય લયબદ્ધ પદ્ય બની શકે છે.

| લયબદ્ધ અછાંદસ | લય |
|---|---|
| કૂંજામાં | ગાગા ગા |
| કંકર નાખી નાખી | ગાગા ગાગા ગાગા |
| થાકેલા | ગાગા ગા |
| કાગે જોયું કે, | ગાગા ગાગા ગા |
| કંકર ખુદ | ગાગા ગા |
| હતા તરસ્યા | ગાગા ગાગા |
| બધું જ પાણી તે... | ગાગા ગાગા ગા |

હજુ થોડો વધુ વિચાર કરવામાં આવે તો લય વગરનું ઉપરોક્ત ગદ્ય ચાર પંક્તિનું છંદોબદ્ધ કાવ્ય બની જાય.

છંદ : ગાંગાગા઼ગા ગાંગાગા઼ગા

(૧)
કૂંજામાં કંકર નાખીને,
થાકેલા કાગે એ જોયું,
કંકર પોતે હતા તરસ્યા,
બધું જ પાણી પી ગ્યા કંકર.

(૨)
કૂંજામાં કંકર નાખીને,
થાકેલા કાગે એ જોયું,
હતા તરસ્યા કંકર પોતે,
પાણી પી ગ્યા કંકર સઘળું.

(૩)
કૂંજામાં કંકર નાખીને,
થાકેલા કાગે એ જોયું,
હતા તરસ્યા કંકર પોતે,
પી ગ્યા પાણી પૂરેપૂરું.

ક્રમાંક (૨) અને (૩)માં બીજી અને ચોથી પંક્તિમાં કાફિયા મળતાં હોવાથી એ બંને મુક્તકની શ્રેણીમાં આવી જાય છે.

હવે 'પરબ'ના એપ્રિલ-૨૦૧૭ના અંકમાં પ્રસ્તુત થયેલાં બે કાવ્યો પ્રસ્તુત છે અને સાથે હું એને પણ છંદોબદ્ધ કરીને દર્શાવીશ.

(૧)

'અમેરિકા' - નલિન રાવળ

વસુંધરાનું રમણીય પુષ્પ
ઝૂલી રહ્યું
અંતરસ્નેહડાળે.

છંદ : ગાંગાગા઼ગા ગાંગાગા઼ગા
વસુંધરાનું પુષ્પ મનોહર,
ઝૂલે અંતરસ્નેહની ડાળે.

(૨)

'ન્યુજર્સિ' - નલિન રાવળ

વરસે અનરાધાર સ્મરણની હેલી

(ફક્ત એક જ પંક્તિનું કાવ્ય? એવું જ હોય તો સુવિચારોને પણ કાવ્ય ગણી શકાય.)

છંદ : ગાંગાગા઼ગા ગાં
વરસે અનરાધાર,
સ્મરણોની હેલી.

અહીં હેતુ કોઈપણ કવિની નિંદા કરવાનો નથી પરંતુ આમ પણ થઈ શકે એ દર્શાવવાનો છે. ઉપરોક્ત ત્રણ ઉદાહરણો પરથી એટલું તો ચોક્કસપણે કહી શકાય કે થોડો ગંભીરતાથી વિચાર કરીને કાવ્ય લખવામાં આવે તો અછાંદસને લયબદ્ધ તો કરી જ શકાય અને થોડી વધુ મહેનત કરવામાં આવે તો છંદોબદ્ધ પણ કરી શકાય. 'પરબ'ના સપ્ટેમ્બર-૨૦૧૮ના અંકમાં સિતાંશુ

યશશ્ચંદ્રના લેખમાં અરુણ કમલના બે અછાંદસ પ્રસ્તુત થયાં છે જે પૈકી કાવ્ય 'અપની કેવલ ધાર' લયબદ્ધતાનું ઉત્તમ ઉદાહરણ છે જ્યારે બીજામાં લય નથી.

હવે 'પરબ'ના સપ્ટેમ્બર-૨૦૧૮ના અંકમાં પ્રસ્તુત થયેલું કાવ્ય પ્રસ્તુત છે.

'બધિર' - રાધેશ્યામ શર્મા
જનો
નેત્રથી
મ્યુઝિયમની
મુલાકાત
લે
તો
અટ્ટહાસ્યથી
ઝુમ્મરો
હેઠાં
પડે
પૃથ્વીની
પાતળી
સૂતળી
સમી
કેડના
કંદોરા
ફંગોળી
વાઘ
ચિત્તાની
મૂછો
પર
રંગોળી
પૂરે.
(આ રીતે એક પંક્તિમાં એક શબ્દ લખવાથી કાવ્ય થઈ ગયું?)

ઉપરોક્ત રચનામાં લય તો નથી જ પરંતુ એનો અર્થ સમજવા માટે મારામાં સમજણનો અભાવ હોવાનો હું સ્વીકાર કરું છું.

અહીં મારી વાત સમજાવવા મેં ગુજરાતી સાહિત્ય પરિષદના માસિક 'પરબ'માંથી ઉદાહરણો પ્રસ્તુત કર્યા છે પરંતુ લય વગરના અછાંદસ પ્રસ્તુત કરવામાં ગુજરાતી સાહિત્ય પરિષદના માસિક 'પરબ' અને ગુજરાત સાહિત્ય અકાદમીના માસિક 'શબ્દસૃષ્ટિ' સહિતના કોઈપણ પ્રતિષ્ઠિત સાહિત્યિક સામયિકો બાકાત નથી. છંદોલય વગરની કૃતિઓને કવિતામાં ખપાવવા આ બધાએ એને અછાંદસ કહી-કહીને અને એને કવિતા હેઠળ પ્રસ્તુત કરી-કરીને કાવ્યજગતને ખૂબ જ નુકસાન પહોંચાડ્યું છે એમ કહેવામાં મને જરા પણ અતિશયોક્તિ લાગતી નથી. કોઈ વ્યક્તિ પોતાની ભાવાભિવ્યક્તિ માટે લય વગર કંઈક પણ લખે એ અલગ વાત છે પરંતુ પ્રતિષ્ઠિત સાહિત્યિક સંસ્થાઓ દ્વારા પોતાના સામયિકોમાં અને પ્રતિષ્ઠિત કવિસંમેલનોમાં લય વગરની કૃતિઓને અછાંદસ કહીને કવિતાની શ્રેણીમાં પ્રસ્તુત કરવામાં આવે એ યોગ્ય ગણી શકાય નહીં. કોઈક પોતાની આગવી, મોહક અને ચોટદાર પઠનશૈલીને કારણે કવિસંમેલનમાં લય વગરના અછાંદસના પ્રસ્તુતિકારણ પર વાહ-વાહી મેળવી લે છે; પરંતુ એ ધ્યાન રહે કે આ વાહ-વાહીથી પઠનશૈલીની લાયકાત સાબિત થાય છે, કવિ હોવાની નહીં. આમને આમ જ ચાલતું રહેશે તો ભવિષ્યમાં 'કવિતા' શબ્દ પોતાનો મૂળ અર્થ ખોઈ બેસે તો નવાઈ નહીં. કવિતાનું સ્તર ઊંચું લાવવા માટે ભાવાભિવ્યક્તિ ઉપરાંત છંદોલયની સમજણ કેળવીને જાતે જ પોતાની કૃતિઓનું મૂલ્યાંકન કરવું જોઈએ. ખરું કહું તો છંદોલયમાં કવિતા લખવાનું કામ એટલું અઘરું નથી જેટલું અઘરું માનવામાં આવે છે. તેમ છતાં જેઓ છંદોલયમાં કવિતા લખી જ ન શકતા હોય તેઓએ કાવ્યજગતને વધુ નુકસાન ન પહોંચાડતા ભાવાભિવ્યક્તિ માટે ગદ્ય તરફ વળી જાવું જોઈએ. ફક્ત લય વગરના અછાંદસ રચી-રચીને પોતાને કવિ તરીકે ઓળખાવનારા માટે એક મુક્તક કહીને અછાંદસમાં લય વિશેની મારી વાત પૂરી કરું છું.

હું પહેલાં તો એક નાનો ફકરો રચું,<br>
પછી એને ઊભા સ્વરૂપે લખું,<br>
નથી લય છતાં મારી યુક્તિ જુઓ,<br>
અછાંદસ કહીને કવિમાં ખપું.<br>
(છંદ : લગાંગા લગાંગા લગાંગા લગાં)

## છંદોબદ્ધ કવિતા અને લયબદ્ધ કવિતા

કે. એલ. સાયગલે ગાયેલું ગીત ‘ગમ દિયે મુસ્તકિલ’ અને પ્રચલિત ભક્તિગીત ‘શંભુ શરણે પડી’ એ બંનેનો લય એકસરખો જ છે. ‘ગમ દિયે મુસ્તકિલ’ ગીતમાં ‘ગ઼ાલગાં’ સંધિના આવર્તનો પ્રયોજાયા છે જ્યારે ‘શંભુ શરણે પડી’ ગીતમાં એનો ફક્ત લય જ જાળવવામાં આવ્યો છે. તેથી બંને ગીતો લેખિત સ્વરૂપે હોય તો ‘ગમ દિયે મુસ્તકિલ’ ગીતનો લય ‘ગ઼ાલગાં’ સંધિના લયના આધારે જાણી શકાય છે જ્યારે ‘શંભુ શરણે પડી’ ગીતનો લય જાણી શકાતો નથી. એટલે કે છંદોબદ્ધ ગીત લેખિત સ્વરૂપે હોય તો પણ એનો લય જાણી શકાય છે જ્યારે લયબદ્ધ ગીત ફક્ત લેખિત સ્વરૂપે હોય તો એનો લય જાણી શકાય નહીં. લયબદ્ધ ગીતનો લય એનાં ગેય સ્વરૂપને સાંભળવાથી જ જાણી શકાય છે અથવા એનો નવો લય બેસાડવો પડે છે. છંદોબદ્ધ ગીત આપમેળે જ લયબદ્ધ બની જાય છે કારણ કે છંદ એ લયનું ઉત્તમ માપદંડ છે. એક જ છંદના જુદા-જુદા ગીતોને એકબીજાના રાગમાં સરળતાથી ગાઈ શકાય છે.

## લય-સમજ

છંદ :- ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા ગાંગાગ઼ા
(ઉપર ટપકું = મુખ્ય પદ્યભાર અને નીચે ટપકું = ગૌણ પદ્યભાર)

મંદિર તારું વિશ્વ રૂપાળું સુંદર સર્જનહારા રે
પળ પળ તારાં દર્શન થાયે દેખે દેખણહારા રે
- જયંતીલાલ આચાર્ય

| ગાં | ગા | ગ઼ા | ગા | ગાં | ગા | ગ઼ા | ગા | ગાં | ગા | ગ઼ા | ગા | ગાં | ગા | ગ઼ા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મં | દિર | તા | રું | વિશ્ | વરૂ | પા | ળું | સું | દર | સર્ | જન | હા | રા | રે |
| પળ | પળ | તા | રાં | દર્ | શન | થા | યે | દે | ખે | દે | ખણ | હા | રા | રે |

‘મંદિર’ના સ્થાન પર મસ્જિદ, દેવળ, ચર્ચ, ગિરજાઘર, દેવાલય વગેરે શબ્દો મૂકીને ગાવાથી કયા શબ્દ-પ્રયોગથી લય તૂટે છે એ સરળતાથી જાણી શકાશે.

મંદિર = ૪ માત્રા

મસ્જિદ = ૪ માત્રા

દેવળ = ૪ માત્રા

ચર્ચ = ૩ માત્રા

ગિરજાઘર = ૬ માત્રા

દેવાલય = ૬ માત્રા

૪ માત્રાના શબ્દ 'મંદિર'ના સ્થાન પર ૪ માત્રાના જ શબ્દો 'મસ્જિદ' અથવા 'દેવળ' પ્રયોજવાથી લય તૂટતો નથી પરંતુ ૪ માત્રાના શબ્દ 'મંદિર'ના સ્થાન પર ૪ માત્રાથી ઓછી કે વધુ માત્રાના શબ્દો પ્રયોજાવાથી એટલે કે ૩ માત્રાનો શબ્દ 'ચર્ચ' કે ૬ માત્રાનો શબ્દ 'ગિરજાઘર' અથવા 'દેવાલય' પ્રયોજવાથી લય તૂટે છે. 'ચર્ચ છે તારું' કરીને 'છે'ને એક માત્રા ફાળવવાથી એટલે કે 'ગા' સ્વરૂપના 'છે'ને છૂટ લઈને 'લ' સ્વરૂપે પ્રયોજવાથી તથા 'ગિરજાઘર તારું'માં અથવા 'દેવાલય તારું'માં 'તારું'ને કુલ ચારને બદલે બે જ માત્રા ફાળવવાથી એટલે કે 'ગાગા' સ્વરૂપના 'તારું'ને છૂટ લઈને 'લલ' સ્વરૂપે પ્રયોજવાથી લય સચવાય જશે.

એક ખાનામાં એક ગુરુ અથવા બે લઘુ આવવા જોઈએ.

| ગાં | ગા | ગા઼ | ગા |
|---|---|---|---|
| મં | દિર | તા | રું |
| મસ્ | જિદ | તા | રી |
| દે | વળ | તા | રું |
| ચર્ | ચછે | તા | રું |
| ગિર | જા | ઘર | તારું |
| દે | વા | લય | તારું |

# ભાવાભિવ્યક્તિમાં છંદોલય

હવે એક વિચારને લયબદ્ધ કરીને કઈ રીતે પ્રસ્તુત કરી શકાય એ જોઈએ.

વિચાર : કોયલના ટહુકવાથી મારા હૃદયમાં એમની યાદના ટહુકા થાય છે.

| (૧)<br>એક પંક્તિમાં એક શબ્દ. લય નથી. | (૨)<br>લય વગર | (૨)નું ગણવિભાજન | (૩)<br>લયબદ્ધ | (૩)નું ગણવિભાજન |
|---|---|---|---|---|
| ટહુકવાથી<br>કોયલના<br>હૃદયમાં<br>મારા<br>થાય<br>છે<br>ટહુકા<br>એમની<br>યાદના | ટહુકા કરે<br>કોયલ<br>ને<br>થયાં<br>હૃદયમાં મારા<br>ટહુકા યાદના | ગાગાલગા<br>ગાગા<br>ગા<br>લગા<br>લગાગા ગાગા<br>ગાગા ગાલગા | કોયલ<br>ટહુકે જ્યારે<br>થતાં રહે છે<br>હૈયામાં મારા<br>યાદોના ટહુકા | ગાગા<br>ગાગા ગાગા<br>ગાગા ગાગા<br>ગાગા ગાગા ગા<br>ગાગા ગાગા ગા |

હવે ઉપરોક્ત વિચાર છંદમાં કેવી રીતે પ્રસ્તુત કરી શકાય એ જોઈએ. આઠ ગુરુના છંદનો પ્રયોગ કરીશું કે જેની કુલ માત્રા સોળ છે.

છંદ :- ગાંગાગા઼ગા ગાંગાગા઼ગા

(૧)
જ્યારે-જ્યારે કોયલ ટહુકે;
મારે હૈયે યાદના ટહુકા.

(૨)
જ્યારે-જ્યારે કોયલ ટહુકે;
યાદના ટહુકા મારે હૈયે.

(3)
જ્યારે-જ્યારે કોયલ ટહુકે;
યાદના ટહુકા હૈયે મારે.

(૪)
ટહુકે કોયલ જ્યારે-જ્યારે;
ટહુકા યાદના મારે હૈયે.

(૫)
કોયલ ટહુકે જ્યારે-જ્યારે;
યાદો ટહુકે હૈયે મારે.

(૬)
કોયલ ટહુકે જ્યારે-જ્યારે;
યાદો મહેકે હૈયે મારે.

ક્રમાંક (૧)માં કાફિયા જળવાયા નથી પરંતુ ક્રમાંક (૨) થી (૬)માં કાફિયા જળવાયા છે. ક્રમાંક (૨), (3) અને (૪)ના પ્રમાણમાં ક્રમાંક (૫) અને (૬)માં કાફિયા વ્યવસ્થા વધુ ચુસ્ત છે.

અનુક્રમે ક્રમાંક (૨), (3) અને (૪)માં કાફિયા :- ટહુકે-હૈયે, ટહુકે-મારે, જ્યારે-હૈયે.
ક્રમાંક (૫) અને (૬) બંનેમાં કાફિયા :- જ્યારે-મારે.

## ભાવાભિવ્યક્તિમાં છંદોલયની વિવિધતા

હવે એક જ વિચાર એકથી વધુ લયમાં કેવી રીતે પ્રસ્તુત કરી શકાય એ જોઈએ. આ માટે સૌપ્રથમ બે વાક્યો પ્રસ્તુત છે.

"હું તને ખૂબ જ પ્રેમ કરું છું. તને જ જોઈ જીવું-મરું છું."

આ બંને વાક્યો 'ગાંગાગા઼ગા'ના અષ્ટકલ છંદોલયમાં જ છે. હવે આ બંને વાક્યોને જુદા-જુદા છંદોલયમાં ગોઠવીને એક શેર કેવી-કેવી રીતે બનાવી શકાય એ જોઈએ.

(૧)

છંદ :- ગાંગાગા઼ગા ગાંગાગા઼ગા

હું તને ખૂબ જ પ્રેમ કરું છું;

ને તને જોઈ જીવું-મરું છું.

| ગાં | ગા | ગા઼ | ગા | ગાં | ગા | ગા઼ | ગા |
|---|---|---|---|---|---|---|---|
| હું | તને | ખૂ | બજ | પ્રે | મક | રું | છું |
| ને | તને | જો | ઈ | જી | વુંમ | રું | છું |

(૨)

છંદ :- લંગાલગા઼ગા ગાંગાગા઼ગા

તને હું ખૂબ જ પ્રેમ કરું છું;

તને જ જોઈ જીવું-મરું છું.

| લં | ગા | લ | ગા઼ | ગા | ગાં | ગા | ગા઼ | ગા |
|---|---|---|---|---|---|---|---|---|
| ત | ને | હું | ખૂ | બજ | પ્રે | મક | રું | છું |
| ત | ને | જ | જો | ઈ | જી | વુંમ | રું | છું |

(૩)

છંદ :- લગા઼ગાગાં લગા઼ગાગાં લગા઼ગા

તને હું પ્રેમ તો ખૂબ જ કરું છું;

તને જોઈને જીવું છું મરું છું.

| લ | ગા઼ | ગા | ગાં | લ | ગા઼ | ગા | ગાં | લ | ગા઼ | ગા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ત | ને | હું | પ્રે | મ | તો | ખૂ | બજ | ક | રું | છું |
| ત | ને | જો | ઈ | ને | જી | વું | છું | મ | રું | છું |

(૪)

છંદ :- ગાંલગા઼ગા ગાંલગા઼ગા ગાંલગા઼ગા

પ્રેમ બસ ખૂબ જ તને તો હું કરૂં છું;

ને તને જોઈને જીવું છું મરૂં છું.

| ગાં | લ | ગા઼ | ગા | ગાં | લ | ગા઼ | ગા | ગાં | લ | ગા઼ | ગા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પ્રે | મ | બસ | ખૂ | બજ | ત | ને | તો | હું | ક | રૂં | છું |
| ને | ત | ને | જો | ઈ | ને | જી | વું | છું | મ | રૂં | છું |

(૫)

છંદ :- ગાગાંલગા઼ ગાગાંલગા઼ ગાગાંલગા઼

તને પ્રેમ તો ખૂબ જ કરૂં છું હું સજન;

જોઈને જીવું છું મરૂં છું હું સજન.

| ગા | ગાં | લ | ગા઼ | ગા | ગાં | લ | ગા઼ | ગા | ગાં | લ | ગા઼ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તને | પ્રે | મ | તો | ખૂ | બજ | ક | રૂં | છું | હું | સ | જન |
| જો | ઈ | ને | જી | વું | છું | મ | રૂં | છું | હું | સ | જન |

(૬)

છંદ :- લગાંગા઼ લગાંગા઼ લગાંગા઼ લગાં

તને પ્રેમ ખૂબ જ કરૂં છું સજન;

તને જોઈ જીવું-મરૂં છું સજન.

| લ | ગાં | ગા઼ | લ | ગાં | ગા઼ | લ | ગાં | ગા઼ | લ | ગાં |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ત | ને | પ્રે | મ | ખૂ | બજ | ક | રૂં | છું | સ | જન |
| ત | ને | જો | ઈ | જી | વું | મ | રૂં | છું | સ | જન |

**(૭)**

છંદ **:-** ગા઼લગાં ગા઼લગાં ગા઼લગાં ગા઼

હું તને પ્રેમ ખૂબ જ કરું છું;

ને તને જોઈ જીવું-મરું છું.

| ગા઼ | લ | ગાં | ગા઼ | લ | ગાં | ગા઼ | લ | ગાં | ગા઼ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| હું | ત | ને | પ્રે | મ | ખૂ | બજ | ક | રું | છું |
| ને | ત | ને | જો | ઈ | જી | વું | મ | રું | છું |

ક્રમાંક (૧) થી (૭)માં કાફિયા : 'કરું', 'મરું'.

ક્રમાંક (૧), (૨), (૩), (૪) અને (૭)માં રદીફ :- 'છું'

ક્રમાંક (૬)માં રદીફ :- 'છું સજન'

ક્રમાંક (૫)માં રદીફ :- 'છું હું સજન'

# બે સરળ અષ્ટકલ છંદોલય

છંદોલયબદ્ધ કાવ્ય-રચના માટે સૌપ્રથમ લય શીખવા જરૂરી છે. આ માટે રોજબરોજ બોલવામાં આવતા વાક્યોને કેટલાંક સરળ છંદોના લયમાં રચવાનો અભ્યાસ કરવો જોઈએ. ત્યારબાદ છંદોલયમાં કાવ્ય-રચનાનું કામ સરળ થઈ જશે.

| છંદ ક્રમાંક | છંદ, લય અને ઉદાહરણ | છંદની કુલ માત્રા | છંદ ક્રમાંક | છંદ, લય અને ઉદાહરણ | છંદની કુલ માત્રા |
|---|---|---|---|---|---|
| (૧) | છંદ :-<br>ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા<br><br>લય :-<br>ગમ કા ફસાના કિસકો સુનાએં<br><br>ઉદાહરણ :-<br>(૧)<br>આજે સાંજે ફરવા જઈએ;<br>આજે મને તો કામ ઘણું છે;<br>તો પછી કાલે ફાવે કે નહીં;<br>હા હા ચોક્કસ કાલે જઈએ.<br>(૨)<br>આવો બેસો શું તમે લેશો;<br>ચા નાસ્તો કે પછી જમવાનું.<br>ચા નાસ્તાથી ચાલી જાશે;<br>જમવાનું તમે રહેવા દોને.<br>(3)<br>આજે જમવામાં શું બનાવ્યું;<br>દાલ-ફ્રાય ને જીરા-રાઇસ.<br>(૪)<br>ફોન કરીને આવો તમે તો;<br>તમને અમથો ફેરો પડે ના. | ૧૬ | (૨) | છંદ :-<br>ગાંગાગ઼ાગા ગાંગાગ઼ા<br><br>લય :-<br>ઘર આયા મેરા પરદેસી<br><br>ઉદાહરણ :-<br>(૧)<br>આજે સાંજે ફરવા ચાલ;<br>આજે મને છે કામ ઘણું;<br>તો પછી કાલે ફાવે કે;<br>હા ચોક્કસ કાલે જઈએ.<br>(૨)<br>આવો બેસો શું લેશો;<br>ચા નાસ્તો કે જમવાનું.<br>ચા નાસ્તો ચાલી જાશે;<br>રહેવા દોને જમવાનું.<br>(3)<br>આજે જમવામાં શું છે;<br>દાલ-ફ્રાય જીરા-રાઇસ.<br>(૪)<br>ફોન કરીને આવો તો;<br>તમને ફેરો પડે નહીં. | ૧૪ |

## અષ્ટકલ સંધિ 'ગાંગાગાગા'ના કેટલાંક છંદ

(ઉપર ટપકું = મુખ્ય પદ્યભાર અને નીચે ટપકું = ગૌણ પદ્યભાર)

| છંદ ક્રમાંક | છંદ અને ઉદાહરણ | છંદની કુલ માત્રા |
|---|---|---|
| ૧ | ગાંગાગા઼ગા ગાંગાગા઼<br>ઘર આયા મેરા પરદેસી | ૧૪ |
| ૨ | ગાંગાગા઼ગા ગાંગાગા઼ગા<br>ગમ કા ફસાના કિસકો સુનાએં | ૧૬ |
| ૩ | ગાંગાગા઼ગા ગાંગાગા઼ગા ગાંગાગા઼ગા ગાં<br>પ્યાર કા પહલા ખત લિખને મેં વક્ત તો લગતા હૈ | ૨૬ |
| ૪ | ગાંગાગા઼ગા ગાંગાગા઼ગા ગાંગાગા઼ગા ગાંગા<br>ગરજ બરસ પ્યાસી ધરતી પર ફિર પાની દે મૌલા | ૨૮ |
| ૫ | ગાંગાગા઼ગા ગાંગાગા઼ગા ગાંગાગા઼ગા ગાંગાગા઼<br>ચેહરા હૈ યા ચાંદ ખિલા હૈ ઝુલ્ફ઼ ઘનેરી શામ હૈ ક્યા | ૩૦ |


**Uday Shah**
**(Singer – Music Composer – Poet)**
**Dadatattu (Sai) Street, Navsari – 396445, Gujarat – India.**
**(M) +919428882632**
**Websites :**
**http://www.udayshahghazal.com/**
**https://sites.google.com/site/udayshahghazal/**
**https://sites.google.com/site/udayshahghazals/**
**https://sites.google.com/site/udayshahxyz/**